# भा[redacted] शेहेरनुं वर्णन.

## मंनरंजन गायनोथी भरपुर.

---

### ભાગ ૧ લો.

### મંગળાચરણ ગુનપતીની સ્તુતી.

૧

( રાગ તુંન કુમલા જીઆરવા. )

નમુ ગુનપતી ગરવા (૨) હો પ્રભુ પ્યારા. (૨) ટેક.
ગ્રંથ આદરતાં અર્જ કરૂં છું (૨) ચાહું પારઉતરવા (૨) હો પ્રભુ
તમ દર્શનથી પાવન થાઉં (૨) ધારો કૃતાર્થ કરવા (૨) હો પ્રભુ.
મેહેર કરો મમ ઉપર માગું (૨) હાથ શીરપર ધરવા (૨) હો પ્રભુ
અલ્પ પ્રાણી હું કહું કરજોડી (૨) ઈચ્છું તમ દરશનવા (૨) હો પ્રભુ.

૨

( રાગ ભેરવી ગજલ )

નૃપતી તખ્તેશ છે. ન્યાયનો નિર્મળઝરો પ્રભુ.
આપે અદલ ઈનસાફ સૌને પ્યાર ધરી પ્રભુ. ટેક.
દીર્ધાયુ બક્ષો દયા કરી કરો કૃપા કહુ;
દિન દિન કરો ચડતી કળા નમું વિશ્વના વિભુ, નૃપતી૦

સુણી પોકારો દીનના દીલ દાઝ ધરે કહું;
પ્રજાને માટે પ્રાણ દે અમ્મર કરો પ્રભુ. નૃપતી૦
ધર્માવતાર ધર્યો તમે અંશ ઈશ્વરી કહું;
ચંચળ ગતી સલક્ષણા અમ શીર રહો પ્રભુ. નૃપતી૦
અલ્પમતી હું આપનો છું દાસ રંક કહું;
વર્ણન કેમ કરી શકું અગાધ ગુણ પ્રભુ. નૃપતી૦

૩

( રાગ ગોપીચંદ )

કેમ વસ્યું નગર આ, લક્ષથી વાંચો કરૂં વીનતી. ટેક.
સવંત સતર ઓગણ્યાશીમાં ભાવસિંહજી ભુપ;
ચડયા શિકારે આપ સીમમાં દીઠું સ્થાન અનુપરે. કેમ
રૂવાપુરીનું રમ્ય સ્થાન જે, શોભે સાગર તીર;
આનંદ અતીશે વાપ્યો અંગે જોતાં ધારી ધીરરે. કેમ.
અચરજ અન્ય દીઠું એક આપે ચિતા સમીપે સસ;†
હામ ધરી હરાવ્યો તેને, પામ્યા જોઈ હુલાસરે. કેમ.
વિચાર્યું મંન માહારાજાએ, સ્થાન બળીષ્ટ છે એહ;
રચું ગ્રા*મ જો આ અવની પર બને અલૌકીક તેહરે કેમ.
નિજ વડીલનું પુર પેખીને પીરમ બેટ પ્રખ્યાત;
વડવા વસેલ આંહી પ્રથમથી જોયું તે ખરેખાતરે. કેમ.
સર્વ રીતથી સુંદર લાગ્યું સ્થાન અતી રમણીય;
સિહોર છોડી વસવું આંહી, ઈચ્છા થઈ ઘણીજરે. કેમ.

---

† સસલો. * ગામ.

૪

## ( રાગ બનજારા. લાવણી. )

જાગેશ્વર જોશી અમારા છો, તંન મનથી મને પ્યારા. ટેક.

મેં દીઠું કૌતક એક, ગયો સાગર તીર ધરી ટેક.
જ્યાં વિચાર કર્યાં મંન મારા, છો તન મનથી મને પ્યારા.

થયો ચિત્ત સમીપે સસલો, તેણે હરાવ્યો કરીને હલ્લો;
મને મર્મ જણાવો પ્યારા, છો તંન મંનથી મને પ્યારા.

હું રહ્યો સ્થિર એ ઠામે, મુજ હૃદય ભરાયું હામે;
સદગુણ પસર્યા દીલ મારા, છો તંન મંનથી મને પ્યારા.

નિર્મલ થાએ શુરવીર, દીંગ મુંઢ ધરે ત્યાં ધીર;
કરે ન્યાય તણાં કૃત સારાં. છો તંન મનથી મને પ્યારા.

૫

## કેરબો.

જોઈ ગ્રહ ગુણ એ ઠામ, ખુશી દીલ મારૂં રે. (૨) ટેક.

દેવોને છે દુર્લભ, પૃથ્વી દીઠી આપે દ્રષ્ટ;
...યર પણ શુરો ત્યાં થાએ, કદી ન પામે કષ્ટ. ૧

નગર વસાવો એહ સ્થાનકે, દિન દિન વૃદ્ધી થાય;
રાજા પ્રગટે પુન્યશાળી, જ્યાં જડે ન જગની માંય. ૨

આમદાની વધશે ત્યાં અતિશે, વધે મહિમા રાજ;
પ્રભુ તુલ્ય થાશે નર દેહે, કરશે સાૈનાં કાજ. ૩

૬

## રાગ માણીગર મોલે પધારો.

નગર છે સ્વર્ગ સમાન મહારાજ, તમ નગર છે સ્વર્ગ સમાન. ટેક.

### સાખી.

દરવાજો ધોધા તણો, ગંભીર છે દેખાવ.
સરસ મકાનો શોભતાં, દીલને જોવાનો પુર્ણ ભાવ. માહા૦
મોતીબાગ રંજન કરે, મન જોતાંજ જરૂર;
જાણે સ્વહસ્તે રચ્યું માનો વીરંચીએ આપુર. માહા૦
નાકુબાગ પણ અધીક છે, શોભા માંહી સાર;
પાસે શંકર સ્થાન છે, પુર્ણ રક્ષા ધરી પ્યાર. માહા૦
જાએ પબ્લીક પાર્કમાં, તે રસ્તેથી જંન;
વિચિત્ર રચના તે તણી, જોઈ થાએ મનુષ્ય પ્રસંન. માહા૦
અનેક વૃક્ષો ઉછર્યા, પશુ પક્ષી તે માંહી;
સિંધ વાધ ચિત્તા રહે, કરે ગર્જના પીંજર માંહી. માહ
સસલા સુંદર શાહુડી, માંહી મધુરા મોર;
કોયલા ચકલાંને બીજાં, કરે તાનમાં સુંદર શોર. માહા૦
હરણ જરખને વાંદરાં, સાબરને સિયાળ,
અનળ પક્ષી અહીં ઓપતાં, જોતાં વારાહ લાગે વિકાળ. માહા૦
રીછ રોઝને લાવરી, કાકા કૈવા આંહી;
ચારો પાણી સૌ આપીને, પુરી રાખે સર્વેને માંહી. માહા૦
બાંક ખુરશીઓ બેસણે, શરદ કરે તે સ્થાન,
ની[illegible] જોઈ નયન જે લાગે, આરામનું મને ધામ. માહા૦

વડવા જુનું ગામ છે, વસ્યું નગર તે પાસ;
શોભા તેથી અધીક થઈ, રૂડાં કીધાં મનુષ્યોએ ધામ. માહા૦
યંત્ર વસ્ત્ર વણવા તણો, છે તે વડવા પાસ;
રોજી ચાલે અતિ ઘણી, જેથી શેહેરનો થાય પ્રકાશ. માહા૦
વીઠલબાગ સુંદર કર્યો, ખરચી ધન અપાર;
વિસ્મય પામે જોઈને, કીધી કૃતી કેવી આ ઠાર. માહા૦
અન્ય ગ્રામ વસીયું અહીં, કહેવા એ છે કામ્ય;
વસ્તી ગોરા લોકની, અહોનીશ બળે જ્યાં લેમ્પ. માહા૦
દોડમ દોડા રેલની, રાત દીન ત્યાં થાય;
મુખ્ય સ્થાન છે લાઈનનું, સર્વ ઈંજન ત્યાં જઈ ભરાય. માહા૦
દેખાએ પછી દંડ જ્યાં, વાણ તણા અગણીત;
ધજા ફરકે નાવમાં, ઉપજે જોઈ અતીશે પ્રીત. માહા૦
દંડી સન્યાસી તણું, અન્ન ક્ષેત્ર છે આંહી,
નાગર ગ્રહસ્થે તે કર્યું, રાખ્યું નામ જગતની માંહી. માહા૦
આદી ક્ષેત્રો અતિ ઘણાં, ગરીબ જનની કાજ;
અન્ન જમી આશીશ દે, પ્રભુ રાખો અમર માહારાજ. માહા૦
જેલ બનાવી જંગલે, વિશાળ કોટની માંહી;
કેદી કૈ તેમાં વસે, કીધાં ચોરી તણાં કેસ કાંહી. માહા૦
પલટણ રહે તે પાસમાં, ચોકી કેરે કાજ;
કમાન્ડર તે ઉપરે, રૂડા પેહેરીને નીકળે સાજ. માહા૦
અદભુત ઈસ્પીતાળ અહીં, બંધાએ છે બહાર;
ઘણાંક વરસો થઈ ગયાં, તેનો નાવ્યો અદ્યાપી પાર. માહા૦
છત્રી આરસપાણની, બને તળાવની માંહી;

જોવા જાએ જન્ન અતી, ફતી આવી મળે નહીં કયાંહી. માહા૰
ચોકી પેહેરો ચો દીશે, ઠામ ઠામ પોલીસ;
કજીઓ ફીતુર જે કરે, તેને હાજર કરે હરગીસ. માહા૰
મારકીટ તરકારીની, કીધી નગ્રની માંય;
સર્વ વસ્તું સોંઘી મળે, ઠઠ થાએ પ્રભાત ત્યાં થાય. માહા૰
બજાર બહુ કરી ઓપતી, માલ ભર્યાં ભરપુર;
રૂપૈયાની રેલ જ્યાં, માહારાજે વધાર્યું નુર. માહા૰
તાર તણો સંદેશડો, ચાલે અહીં રોજગાર;
સટાવાળા ચોદીશે, ફરે ઉદાસવૃતીમાં સાર. માહા૰

૭

(રાગ લાવણી)

શોભામાં બહુ શ્રેષ્ઠ, ગણાયું, ભાવનગર ભાર્ત સારે,
ભવ્ય મકાનો ભાળી હું નજરે, મગ્ન થયો હું દીલ મારે.
રાજમેહેલ રચના અતી ઉત્તમ, મધ્ય નગ્ર જોઈ મન હસે;
ઈંદ્રાસનથી અધીક વખાણુ, દેવ મનુષ્યો વાસ વસે.
બજાર ઠાઠ બન્યો કહું ભારે, વણિક આદી વણુજ કરે;
થયા શ્રીમંતો સત્ય આધારે, દીન જનોનાં દુખ હરે.
નૌતમ નીરખો નાગરનાં ગ્રહ. ઈંગ્લંડની ઉપમા આપું;
એક એકથી અધીક બનાવ્યાં, ચરચ્યું ધન ખાંતે લાખું;
વાધાવાડી દીલમાં દાડી, પાનવાડી કરે શરદ ખરે;
મિષ્ટ મેવાને ગ્રહણ કરીને, આનંદથી ફળ અહાર કરે;
કોર્ટ સ્કુલને કોલેજો જ્યાં, કૈકે મુંકી જોઈ માજા;

નીકે જાઠ ...

અંન્ય ઓશીસો અધીક બનાવી, પુર્ણ કૃપાછો માહારાજા.

૮

( રાગ મનહર )

વૈષ્નવની હવેલીને, જગન્નનાથ જઈ જુઓ;
જશેશ્વર જાણીતા છે, પ્રસિદ્ધ આ પુરમાં;
ચૌચરાજી બાળી કાળી, અંબાજી છો માત અહીં
રૂવાપુરી રમ્ય સ્થાન, વસે છે અરણ્યમાં
ભીડના ભંજન નાથ, ભીડ સમે ગ્રહે હાથ;
કુલ નાથ નીલકંઠ, આદી દેવ ગામમાં;
પૂંજન પવિત્ર થાય, ધૃતના દીપક થાય;
પ્રસાદો નિત્યે ધરાય, કંચનના થાળમાં;
સદાવ્રત ચાલુ મળે, દીન કેરાં દુખ ટળે;
દુર દેશી દુખી લોક, આવી મળે ગામમાં;
અંનની ન ખોટ અહીં, ઊભા રહે કોઈ કહીં;
માજન મદદ ઘણી, પુંન્ય કેરા કામમાં;
હનુમાન હાક મારે, રૂખડીઓ રહી આવે.
મેલડીની મહેર માગે, સર્વ ભાઈ બીડમાં

૯

( રાગ ગીતી ચાલ )

હાઈકોર્ટ જોઈ હઈયું, હામજ મુકે, શું સુંદર રચના;
અદલ મળે ઈનસાફ, સરદારો છો સુજ્ઞ સદા તેના;
હાઈસ્કુલ છો હારે, બાળો શીખે શાસ્ત્ર રીત આંહી;
ભવ્ય મકાનો ભાળી, ગર્વ રહે નહી લેશ માત્ર કાંહી.

જમસેદજી જસવંતા, શીખાવે છે વીદ્યા ઘણી સારી,
આળસંગ હળી મળીને, પ્રીતી રાખે અધીક દીલ ભારી;
ઓફીસ છે ઈજનેરી, તાર પોસ્ટનાં કામ કહું કીધાં,
હરખે મનનીજ નીરખી, પ્રવાસીઓનાં દીલ હરી લીધાં.
કન્યાશાળા કીધી, ઔષધ શાળા અધીક ઉપયોગી,
દવા દાનને આપી, રોગી જંન સૈ દુઃખ દીએ ત્યાગી;
મુમ્બઈ પ્રાંતો મધ્યે, દેશીરાજ્યો ઘણાંક મેં દેખ્યાં,
શોભામાં નથી સારાં, ભાવનગરથી અધીક નહીં પેખ્યાં.

૩૦

## (રાગ ક્ષત્રી કલંક.)

નથી રાજ્ય ભાવેણાની તુલ્ય, સૌરાષ્ટમાં ફરી જુવોરે.
પાકે નીપજમાં મોતી અમુલ્ય, સૌ૦
નથી રાજ્ય કૃપા આવી ક્યાંહી; સૌ૦
પુત્ર પીતા તણો સંબંધ છે જ્યાંહી, સૌ૦
પુર્ણ પુન્યતણુ છે આ સ્થાન. સૌ૦
પામે ગુણીજંન અહોનીશ માન, સૌ૦
વસે વાસો આવી વિદેસના લોક. સૌ૦
રહી રાજમાં દે આશીશ અથોક.

૧૧

## (રાગ મનહર)

પાનવાડી વાધાવાડી જુએ જંન દાડીદાડી,
વાડી માંહે જાજી ઝાડી, દેખી મન દોડે છે.

કૈલાસનો બાગ જેહ, શંકર સમુહ તેહ.
ધરી જુવો નેણે નેહ, જશેશ્વર જોડે છે.
પીલ બાગ નાકુબાગ, જોવાતણો સારો લાગ.
જંન જાય છે અથાગ, પક્ષી જ્યાં સજોડેછે.
ગાંન તાંન પક્ષીકેરાં, સુણીને આનંદ થાય.
જોવાતણું મન થાય, લાલચને તોડે છે.
વિશેશે વીઠલવાડી, જાય જંન બેસી ગાડી.
ભાવશીંગજીની વાડી, આનંદ પમાડે છે.

૧૨

## ( રાગ શીખરણી. )

સરોવર છે સારૂં, સમુદ્ર સમ ઓપે ઘણું.
નૃપે નામજ રાખ્યું, બોર તળાવજ તે તણું.
સરીતાતો સારી, માળેશ્વરી મનહર ઘણી.
મહીં વાળી વેગે અદભુત તેની કૃતી કરી.
કદી ન પડે પાંણી, પ્રભુતણા અતી કોપથી.
નહી આંચજ આવે, પોષણ થાએ તે થકી.
ગણાવું હું બીજું ગામ, તળાવજ ગામમાં.
ખરે ખુશી થાશો, નીરખી તેને હ્દયમાં.
અતી છે ઉપયોગી, રાત્ર દીન રૈયત ભરે.
ખરે તેનું પાણી, આનંદથી સૌજંન ફરે.
આદીછે બહુ અંન્યો, કથવું શું વરણન કરી.
કૃપા મહારાજાની, દુખ ન પામે જંન જરી.
પ્રતીદીને પેખો, ગુજરી સરોવરની તીરે.

ખરીદો સૌ વસ્તુ, સરસ સસ્તી ફરી ધીરે

## ૧૩

## (રાગ લાવણી ભરથરી ભ્રાતા વીચારીને.)

બંદર રચના બહુ બનીછે, સર્વ તરે સુખદાઈ ટેક.

જુઓ નાવ માટ ( ૨ ) થયો ખર્ચ અતીશે ભારી;
સુગમ કર્યું સર્વેને માટે, બીક નહી મનમાંહી. બંદર.

ફરે નાવ સર્વ ( ૨ ) નહીં બીક બુડયાની આંહી;
વાણુ વાવટા સદા ફરૂકે, તખ્ત તેજની માંહી. બંદર.

થઈ લીલાલેર ( ૨ ) સમુદ્ર, તણી અતી પ્રીતી;
જોખમ ના મંન જાણવું, કદી સ્વપ્ન મહીં નહીં બીતી. બંદર.

કર્યું પથર કામ ( ૨ ) નહી કાદવ કીચડ કાંઈ;
જવું આવવું સુગમ કર્યું છે, ચડે નાવની માંહી. બંદર.

ફરે અગન બોટ, ( ૨ ) સુખ સાધન સારૂં હમેશ;
ફતેહના પોકાર કરે જન, અખંડ રહો તખ્તેશ. બંદર.

## ૧૪

## ( રાગ મનહર. )

કેવડો કરેણ કાંબ, કેળાંને કુસુમ અતી;
મોગરોને માલતીનાં, ઝુંડ અતી જામ્યાં છે.

અંબ ખાસ આંબો, અને અતી ફુલ્યાં અનેનાસ;
ગુલાબને ગુલખાસ, પુષ્પ વાસ પામ્યાં છે.

જાઈ જુઈ જંબુ અને, દાડમનાં વૃક્ષ જાજાં;
ફણસને ફોફલનાં, વૃક્ષ અતી વાવ્યાં છે.

પાનને પોયણુ વળી, જોયાં અતી પપેનસ;
નાળીએરી ન્યારીન્યારી, વૃક્ષ વૃદ્ધી પામ્યાં છે.

**ભાગ પ્રથમ સમાપ્ત.**

# ભાગ ૨ જો.

## ૧૫.

### ( રાગ આશાગોડી.)

ભાવનગર મન ભજીએ, સદા અમે, ભાવનગર મન ભજીએ. ટેક.
તખ્તસિંહજી નૃપ અમારા, ધ્યાન તેનું નીત્ય ધરીએ. સદા અમે.
વાસો વસીને આશીશ દઈએ, આનંદથી અમે ફરીએ.સદા અમે.
અર્જ અમારી, ઉર લ્યો ધારી, અન્ય થકી નવ ડરીએ.સદા અમે.
છાંયા તમારી શીતળ લાગે, દરશનથી દીલ ઠરીએ. સદા અમે.

## ૧૬.

### (રાગ લાવણી ગુલે ગુલજાર)

સુણો મહારાજ ( ૨ ) તમ રાજ સુખદાઈ આ,
આનંદ રહ્યો વરતાઈ, સુણો માહારાજ.
અનુપમ રાજ આ આનંદ સ્થાને, સુખી થયા અમો સર્વ તરેહ
કૃપા કૃપાળુ વરણી ન જાએ, સમાન સૌપર નેહ.
અધીક શું ઉચારીએ, અમે આંહીઆ આનંદ ૧.
દાણ કરો સૌ માફ કરીને, રાજી કરો રૈયતને આપ;
દિનદિન ચડતી ચાહો અમારી, કરી ન શકીએ માપ.
ગુણ વરણન શું કરીએ, આંહી આ આનંદ. ૨
સુગમ રસ્તા શોધી તમેને, આચરો રાખી પ્રીત અધીક;
રામ રાજ સમ આણ ફરે છે, કશી ન ધરીએ બીક.
તમારી પ્રીત દિનદિન, અધીકાઈ આ આનંદ. ૩

ધર્માવતાર ધર્યો છે આપે, પુરણ અંશે પ્રભુ સમાન;
જોઈ આપને આનંદ પામુ, ગર્વ ધરૂં મંનમાંહી.
અમારૂં રાજ સર્વથી સુખદાઈ આ આનંદ. ૪

૧૭

## ( રાગ કાશગર. )

વિદ્વાન છો સુજાણ આપ, ગુણ ગ્રહો અતી.
કર્યો સુધારો રાજનો, કરીછે શુભ કતી. વિદ્વાન.

પરીક્ષા સેજસ્યો કરી શુભ દીર્ઘ છે મતી;
ધુર્તકેરા ઢોંગની કરો કતી છતી. વિદ્વાન.

વિદ્વાન પામે માન, આપ પાસ પુરપતી;
પ્રજાની માટ આમદાની કરો તમે જતી. વિદ્વાન.

બકરી સીંહ એક આરે દુર થઈ ભીતી;
ન્યેક ન્યાય શીરસમો રાખો સદા પ્રિતી. વિદ્વાન.

૧૮

## ( રાગ ચેનના પડે દક્ષણી રાહ )

ચીરંનજીવી રહો, તખ્તસિંહજી નૃપતીરે.
દીલ ઉદાર, રાખો પ્યાર, જીવનહાર, શુભાવતાર;
આનંદ દીલ અતીરે, ચીરંનજીવી રહો. ૧
દીન નમન કરૂં સ્વિકારો છત્રપતીરે;
દીનદાસ, ચર્ણપાસ, પામુ ઊલાસ, કરૂં પ્રકાશ.
આપ ગુણ અતીરે, ચીરંનજીવી. ૨

૧૯

## ( રાગ સોરઠ )

ધન્ય ધન્ય મહારાજાધિરાજ, ધર્યું તમે રાજ શીરતાજ. ધન્યધન્ય.
ઉમર નાની પુર્ણછો જ્ઞાની, રૂડુ તમે ચલાવોછો રાજ. ધન્યધન્ય.
વડો ઈલકાબ જી.સી.એસ.આઈનો, નવ મળે અવરને આજ.ધન્યધન્ય.
પ્રજાની પ્રીતી પામ્યા અતીછો, દીપાવ્યુ છે ભાવેણાનું રાજ.ધન્યધન્ય.
ઈમ્પ્રેસ આપણાં ખુશી થયાં છે, દેખીતમ રાજ કેરૂં કાજ. ધન્યધન્ય.

૨૦

## ( રાગ સીયાનો કનરો. )

ગુમજ ગોષ્ટી પ્રગટ કરોછો, પ્રજાતણી સહૂ પીડ હરો છો. ગુમજ.
તીમર નાસે સુર્ય ઉદયથી, પ્રેમ ના વરણ્યોં જાય-હૃદયથી. ગુમજ.
સુણી પોકારો કરો છુટકારો, નિતીનો પંથ સદા કરો પ્યારો. ગુ.
પંડે ફરો છો ગુમજ વેશે, ગુમ ગુના સહૂ થાએ પ્રકાશે. ગુમજ.

૨૧

## ( રાગ દેશની ખમાચ.)

કળ સંચા તણુ લાગે સરસ અતી,શું અગ્ની વારીથી થઈ આકૃતી.
મુંની જંન તણી નવ પોચે મતી. કળ સંચા. ૧
વણે વસ્ત્રો અતી ત્યાં સરસ સદા, ગણું ગાંસડી પાકી ન પાર તદા:
નાવે ગ્રાહકનો નહીં પાર કદા. કળ સંચા. ૨
કહું કાષ્ટ વેરાએ અગ્ની થકી ચાલે રેલ, સદા એહ યંત્ર થકી;
ફર પરવરે કોસ હજાર નકી. કળ સંચા. ૩

## ૨૨
## ( રાગ તીલાનો. )

જોઈ પામું આનંદ, જોઈ પામું આનંદ;
જોઈ પામુ આનંદ, આનંદ પામું હું. ટેક.
જુઓ રેલનું કામ, કેવી કીધી છે હામ;
બીક તણું ના નામ, આવે ઝટ પટ ગામ.
પોચાડે નીજ ધામ, મન પામે આરામ;
ખરૂં છે સુખ ધામ, આનંદ પામું હું. ૧
દીન એકની માંહી, જાએ દૂર દેશ કયાંહી;
આવે જાય અહીં તહી, જોઈએ સંગાત નહી;
સુખે બેસીને મહીં, કૃતી એવી છે અહીં;
વાત વદવાની નહીં, આનંદ પામું હું. ૨
નાંખો લાખોનો માલ, ચાલ્યો જાએછે હાલ;
આવી પહોચે છે કાલ, આવે નહીં કાંઈ આળ.
કરવી ના પડે ભાળ, કશી ના મળે ફાળ;
સુખે સોંપી દે બાળ. આનંદ પામું હું. ૩
કીધું ગઢેચી સ્થાન, જોઈ ભુલ્યો હું ભાન;
બહુ સરસ મકાન, છે અંગ્રેજોનાં ધામ.
મુકે મોટા જોઈ હામ, પીડા ના મળે નામ;
જુઓ અગ્નીનાં કામ. આનંદ. ૪

## ૨૩
## રાગ ઈંદ્ર સભાનો.

શામળ સુત સુલક્ષણા ને, વીઠલ છે વીદ્વાન;
વીદ્વાન પદને ઓપતા, પામ્યા છો અતીશે માન.

રાજ્યહકો સૌ સાચવે, રૈયત પર અધીકો પ્યાર;
દૂર્ગુણથી રહે વેગળા, તમ ધન્ય માનું અવતાર.
ગંભીર ઘેલાભાઈ છે, અહીં ન્યાય તણા સરદાર.
રંક રાય સૌ એક ગણીને, સૌપર સરખો પ્યાર.
રૈયત બહુ રાજી રહેને, કરે ખરો ઈનસાફ;
હરણ કર્યાં ચીત સર્વનાં, દીલ જોઈ તમ સાફ.
પોલીસ પદ્ધી ઉપરેછે, ટેમુલજી તઈઆર;
બાહાદુર લાયક વીર છે, એ સુજ્ઞ જોઉં સરદાર.
ઈજનેર હુદા ઉપરે છે, સીમ્સ સરસ ગુણ જાણ;
અલકાપુર સમ ઓપતી, નગ્રી કરી નીરવાણ.
બરજોરજી બાહોસ છે, ઔશધશાળા અતી પલ;
દર્દીનાં દુઃખ હરણ કરીને, સહુ જણાવ્યું સત્ય.
સડકો બાંધી ચોદીશે, પ્રવાસી જનને કાજ;
ફાંનસ દીવા ચોદીશે, અખંડ રહો માહારાજ.

૨૪

## રાગ. માલિની.

ગડ ગડ ગડ ચાલે, અશ્વની ગાડી આંહી;
સુખી જન ચડી તેમાં, જાય વાડીની માંહી.
અતી સરસ પકવાનો, મીષ્ટ મેવા જમીને;
ફરી ફરી ફરી ખાંતે, દેવ દર્શન કરીને.

૨૫

## ( રાગ. કલ્યાણ. )

જય જય તમે કહો, અમ નૃપ અમર રહો.
આનંદ સુખ નીર્ખતાં, અગાધ સુખ લહો. જયજય.

મંન હાસ્યથી હરણ કર્યું, મંન દ્રષ્ટી કૃપાળ આપ;
દર્શન તમ છે દુર્લભ સ્વામી, નાસે જોતાં પાપ. જયજય.
દુખ વાદળને દુર કરીને, પ્રગટયા ભાનુ રૂપ
તીમર શત્રુ નાશ કરીને. ભુષણ વધાર્યું ભુપ. જયજય.
દુખ પામતા દીન બાપડા, કોઈ ન લેતું સાર;
આપ પ્રતાપે આંચ ન આવે, દુર થયા સૌ માર. જયજય.
પ્રભુની પાસે સદાય માગું. તમ દરસન પવીત્ર.
અખંડ વાસો આ નગ્રીમાં, દીર્ઘાયુ શીર છત્ર. જયજય.

૨૬

## ( રાગ. દીલદારી કીનીરે. )

દુખ હરણી દેવીરે, તમે છો જુગજાણ.
દુખ હરીને સુખજ કરીને ઓજરીઆ અરજ આ.
દીલ ધર આ સુખ કરનાં દુખ હરણી દેવીરે. ૧.
અરજ અમારી ઊર ધરો જે, કૃપા કરીને દુખ હરોને.
માતા ત્રાતા ખ્યાતારે, દુખ હરણી દેવીરે.



# જાહેર ખબર.

## जोधपुरना राठोड कर्णसिंहजी. तथा
## उदेपुरना माहाराणा प्रतापसिंहजी.

બંને ત્રી અંકી નાટક કે જે ભાવનગર આર્ય હિતોપદેશક નાટક મંડળીએ ખુદ ભાવનગરમાં અસરકારક રીતે ભજવી બતાવેલ છે અને લોક પ્રિય થઈ પડેલ છે તેમાંના હમાન બકાવળીના રાગનાં ગાયનોથી માણસોનું ખરેખર દીલરંજન કર્યું છે. સદરહુ બને નાટકો મોટાંની કીંમત પ્રથમ ગ્રાહક પાસેથી ૩૦-૬-૦ તથા પાછળથી ૩૦-૮-૦ લેવામાં આવશે. વળી સદરહુ બને નાટકનાં ગાયન રૂપી ઓપેરાની કીંમત ૦-૧-૬ પ્રથમ ગ્રાહક પાસેથી અને પાછળથી લેનારને ૦-૨-૦ પડશે. ગ્રાહક થનારે પોતાના મુબારક નામ કીંમત સાથે દાણાપીઠમાં વ્રજલાલ ત્રીભોવનદાસ ભાયાણીને મોકલવી. અગર કાંઈ પુછવાનું હોય તે પુછવું નાટપેડ કાગળ લેવામાં આવશે નહીં.

ભાવનગર
૩૦-૬-૮૯ } **તુલજારામ રણછોડજી પંડયા.**

# જાહેર ખબર.

**सुबुद्धि सत्यदर्शक नाटक त्री अंकी**---પ્રથમ ગ્રાહક થનાર પાસેથી ૦-૧૨-૦ અને પાછળથી ૧-૦-૦ લેવામાં આવશે. આ ચોપડી થોડા દીવસમાં બહાર પડશે તે સુંદર પુંઠું તથા સારી બાંધણીથી બંધાવામાં આવશે. આ ચોપડીનાં આશરે ત્રણસો ગ્રાહક થઈ ગએલાં છે. ગ્રાહક થનારે દાણાપીઠમાં વ્રજલાલ ત્રીભોવનદાસ ભાયાણીને નાણાં મોકલી ગ્રાહક થવું નાટપેડ કાગળ લેવામાં આવશે નહી.

ભાવનગર
૩૦-૬-૮૯ } **તુલજારામ રણછોડજી પંડયા.**